# ગુજરાત કિસાન પરિષદ

અધિવેશન ૧ લું

ગુસર (ગોધરા પાસે) તા. ૧-૨ એપ્રિલ ૧૯૩૯ ]

●

પ્રમુખનું ભાષણ

કિંમત બે પૈસા

●

: પ્રમુખ :

ડૉકટર સુમંત મહેતા

૮૬ સ્વાગત પ્રમુખ :
ઝવેરભાઇ નાનભાઈ પટેલ

પરિષદનું મંગળાચરણ કરશે—
પ્રોફેસર એન. જી. રંગા
[ અ. હિં. કિસાનસભાના મંત્રી ]

ધ્વજવંદન કરાવશે—
બિરાદર બુખારી

-: પ્રકાશક :-
ઇન્દુલાલ યાજ્ઞિક, ૨૧ દલાલ સ્ટ્રીટ, મુંબઇ
- :મુદ્રક :-
ધીરજલાલ ટોકરશી શાહ જ્યોતિ મુદ્રણાલય જુમામસ્જીદ સામે, અમદાવાદ

# પ્રાસંગિક

આખી ગુજરાતી કિસાન પ્રજાને માટે આ પહેલી ગુજરાતી કિસાન પરિષદ ભરવામાં આવે છે એ ઘણી આનંદની વાત છે. છેલ્લા બે અઢી વર્ષના અંદર જે જે ભાઇઓએ તનતોડ મહેનત કરીને આ પરિષદ ભરવાને માટે અનુકૂળ વાતાવરણ પેદા કર્યું છે તેમને મારા હાર્દિક અભિનંદન આપું છું. એ જાણીતી વાત છે કે આપણી રાષ્ટ્રીય મહાસભાના કેટલાક ગુજરાતી મિત્રો તથા સહકારીઓને કિસાન પ્રવૃત્તિ તરફ વગર-વિચારી શંકા તથા અણગમો હોવાને લીધે કિસાનોમાં કામ કરવાનું અઘરું બનાવી દીધું છે, તે છતાં જે અડગતા અને હિંમતથી અનેક ભાઇઓએ કિસાન પ્રવૃત્તિને પગભર કરી છે તેમને શાબાશી ઘટે છે.

આ પરિષદનું પ્રમુખસ્થાન લેવાની મારી જરા પણ ઇચ્છા નહોતી એવું મેં સ્પષ્ટ કર્યું હતું, કારણ કે વૃદ્ધાવસ્થા ઉપરાંત શારીરિક રોગને લીધે મારે માટે કલાકો સુધી વાતો કરવી એ હાલમાં અશક્ય બની ગયું છે. આ પરિષદના એક મુખ્ય સંચાલક ભાઈ ઈન્દુલાલ યાજ્ઞિકે મારી પાસે એવી માંગણી કરેલી કે મારે પ્રમુખ ન થવું પણ સભામાં હાજરી આપીને આશીર્વાદ આપવા. સક્રિય મદદ વિનાના આશીર્વાદમાં મને બહુ શ્રદ્ધા નથી તે છતાં

હાજરી આપવાથી મારા મનને એટલો સંતોષ થાત કે મારાથી બનતું મેં કર્યું છે તેથી મેં હા પાડી હતી. ત્યાર પછીથી જ્યારે એવું દબાણુ થયું કે મારે પ્રમુખપદ સ્વીકારવું ત્યારે મેં આનાકાની તો ઘણી કરી પણ અંતે એક લોભ મારા મનમાં હતો કે જે ખોટી ગેરસમજુતીઓ અમુક મહાસભાવાદીઓના મનમાં ઘુસી ગઇ છે તે કાઢી શકું અગર હળવી કરી શકું તો પણ કેટલીક સેવા આપણા ખેડુતોના ગરીબ વિભાગને થશે એમ ધારીને માત્ર પરિષદ પુરતું કામ કરવાની મેં હા પાડી છે. હું ઇચ્છતો હતો કે મારા જેવા શરીરે અશક્ત એવા પ્રમુખ કરતાં બીજી કોઇ વ્યકિતને પ્રમુખ તરીકે લાવ્યા હોત તો ઠીક થાત. હું મહાસભામાં છું અને કિસાન સભામાં ન હોવા છતાં તમે જે વિશ્વાસ મારામાં મુકયો છે તેને માટે અંતકરણપૂર્વક તમારો આભાર માનું છું.

તમારામાંથી ઘણા ભાઇઓ જાણતા નહીં હો કે આપણો ગુજરાત પ્રાંત આજથી ૨૨–૨૫ વર્ષ પહેલાં રાજકીય બાબતમાં પછાત, સ્વાર્થ સાધવામાં રચ્યોપચ્યો રહે એવો ગણાતો હતો. છેક પહેલી ગુજરાત રાજકીય પરિષદ આજથી સાડીએકવીસ વર્ષ પહેલાં તમારા પંચમહાલમાં જ ગોધરા મુકામે ભરવામાં આવેલી અને તેના મુખ્ય સંચાલક ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક હતા. છેલ્લાં ૨૦—૨૨ વર્ષની અંદર ગુજરાતે ભારે પ્રગતિ કરી છે અને પ્રજાના માનસમાં પુષ્કળ પરિવર્તન થયું છે. ૧૯૧૭ની સાલ પહેલાં મોટે ભાગે અંગ્રેજી ભણેલો વર્ગ રાજકીય વિષયમાં રસ લેતો હતો. ત્યાર પછીથી વેપારીઓએ રાજકારણમાં પ્રવેશ કર્યો. ખેડા સત્યાગ્રહથી ખાતેદાર ખેડૂતોએ રાજકીય લડતમાં ભાગ લેવા માંડયો અને આજે હવે ઉદ્યોગપતિઓનું કામ કરનારા કામદારો, કારીગરો અને કારકુનો અને ખેતીમાં કામ કરનારા ગરીબ કૃષિકારો તથા કિસાનો, એમનો યુગ શરૂ થાય છે, એ વર્ગમાં જાગૃતિ આવી છે અને આપણું લક્ષ આ કરોડો શ્રમજીવીઓ તરફ દોરાઈ

રહ્યું છે. ૨૨ વર્ષના આંતરા પછી એજ ભાઇ ઇન્દુલાલ પહેલી કિસાન પરિષદ ભરે છે.

## રાજકીય જાગૃતિના પ્રશ્નો

હમણાં જ થોડા દિવસ પહેલાં આપણી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ત્રિપુરીમાં ભરાયું હતું. આપણી માંહોમાંહેના અંતરના મેલથી પેદા થયેલા ઝગડાનો પ્રશ્ન બાદ કરીએ તો સમસ્ત દેશની સામે ત્રણ મોટા પ્રશ્નો ખડા થયેલા જણાય છે; (૧) દેશી રાજ્યોની પ્રજાની જાગૃતિ તથા ફેડરેશનનો સવાલ (૨) કિસાનની પ્રવૃત્તિનો સવાલ અને (૩) આંતરકોમીય મિત્રતા અને ઐકયનો સવાલ.

જેવી રીતે હિંદભરમાં જાગૃતિ ભણેલા વર્ગમાંથી નીચે ઉતરતી ઉતરતી નીચલા કહેવાતા પણ પાયારૂપ વિશાળ વર્ગની અંદર ઉતરી તેવી રીતે દેશી રાજ્યોમાં જે રાજકીય જાગૃતિ માત્ર થોડા ભણેલાઓમાં હતી તે હવે ગામડાંમાં આવી છે અને તેથી આખા દેશમાં, ચારે દિશા અને ચારે ખૂણામાં ખેડૂત અને કામદાર વર્ગમાં પોતાનું હિત સુધારવાની અને ન્યાય મેળવવાની તમન્ના આવી છે. તેથી આજે ગામડાંઓની સભાઓમાં હજારોની મેદની એકઠી થાય છે. દેશી રાજ્યની ચળવળની દોરવણી હજી ભણેલાઓના હાથમાં છે પણ ભારે ત્રાસ સહન કરવાની શક્તિ સંખ્યાબળ, તથા અડગ નિશ્ચય એ ત્રણે ગુણો ગામડીઆ પ્રજા એવી રીતે બતાવે છે કે તેને લીધે રાજસ્થાની પ્રજાની લડતમાં ખરું બળ આવ્યું છે. ફેડરેશનના સવાલનો નિકાલ તો બહુ સ્પષ્ટ રીતે થઇ ગયો છે. જો કોઇ પણ આપણા આગેવાનોમાં નબળાઇ આવી હશે તો છેલ્લા ત્રણ મહિનાની ચર્ચાથી તે નબળાઇને અંગે ઊભી થયેલી લાલસા નાશ પામી છે અને ફેડરેશન મરણ પામ્યું છે. હવે તો કોઇ સખત દગો ન દે તો દેશને ચિંતા કરવાનું બીલકુલ કારણ રહેતું નથી.

જેવી રીતે રાજસ્થાનોમાં કિસાનોએ રાજકીય લડતને જોર

અને જેમ આવ્યાં છે તેવી જ રીતે આપણા આખા દેશમાં કિસાનોમાં અજબ જાગૃતિ આવી છે. ખેડૂતોનું તેમજ કિસાનોનું હિત સાધવા માટે આપણે ઘણા વર્ષોથી પ્રયત્ન કરી રહ્યા છીએ. ૧૯૩૧ની કરાંચી કોંગ્રેસમાં જે મુખ્ય સુધારાઓનું સ્પષ્ટીકરણ કર્યું હતું તેનો અમલ હજી સુધી થઈ શક્યો નથી. અનેક કારણોને લઇને જે પ્રાંતોમાં હવે કોંગ્રેસની સરકાર સ્થપાઇ છે ત્યાં પણ, આ ખેડૂત તથા કિસાનને આપણે જ ઠરાવેલી, સ્વીકારેલી રાહતો આપી શકયા નથી. આ કારણુને લઇને કિસાનોની સ્થિતિ ઘણી દયાજનક, કંગાલ, અને કફોડી થઈ ગઇ છે અને જીવવાને માટે બીજો કોઇ માર્ગ રહ્યો નથી માટે માત્ર આત્મસંરક્ષણને માટે જાગૃત થઇને ખડા થઈ ગયા છે.

ત્રીજો પ્રશ્ન આંતરકોમીય મિત્રતાનો છે. આ પ્રશ્નનો ઉકેલ કામદારો અને કિસાનોના હિત સાધવાના સંગઠનના પ્રયાસોમાંથી થવાનો છે એ ચીજ જુની વિચારસરણીવાળા મહાસભાવાદીઓ સમજી શકયા નથી. ભૂખમરો અને કંગાલિયત, જુલમ અને અન્યાય, માર અને ત્રાસના તાપની અંદર હિંદુ, મુસ્લીમ, ખ્રીસ્તી, પારસી યાહુદીનો ભેદભાવ રહેતો નથી. વડોદરામાં જ્યારે ૧૯૨૭ માં મોટી રેલ આવી અને સાડાચાર દિવસ સુધી હજારો માણસો ખોરાક વિના ઘરના ઉપરના માળપર કે ઝાડપર રહેતા હતા ત્યારે કોમી ભેદનો કોઈ વિચાર કરતું નહોતું, હિંદુઓ, પારસી અને મુસલમાનોની સાથે બેસીને જે કાંઇ મળતું તે ખાતા અને બાકી ભૂખ, વરસાદની ઝડીઓ અને સંકડાશનો ત્રાસ મુંગે મોઢે સહન કરી લેતા હતા. કોમી ભેદભાવનો રોગ તો નોકરીઓ ઇચ્છતા અને સત્તાના લોભી સફેદપોશી ભણેલા લોકોને લાગુ પડે છે. જે કરોડોની પ્રજાને કુટુંબનું પોષણ કરવાના સાંસા પડયાં છે તે માંહોમાંહે લડતા નથી. એટલે આ પ્રશ્નનો ઊકેલ કિસાન તથા કામગારોના સાચા સંગઠનથી જ થઇ શકશે એ હકીકત નિર્વિવાદ પૂરવાર થયેલી છે.

# કિસાન સભા શા માટે?

કિસાન સભાઓના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ અને આગેવાનો રાષ્ટ્રીય મહાસભાના સભ્યો છે એટલુંજ નહીં પણ મહાસભાની સમિતિઓમાં, તેની પ્રવૃત્તિઓમાં, લડતોમાં, સત્યાગ્રહ કરવામાં તથા જેલ જવામાં આગળ પડતો ભાગ લેનારા છે. એક પ્રશ્ન એવો ઊભો કરવામાં આવ્યો છે કે રાષ્ટ્રીય મહાસભા આખા હિંદ દેશના દરેક વર્ગોનું હિત સંભાળે છે તો પછી કિસાનોએ જુદી સંસ્થા શા માટે કરવી જોઈએ?

જે ખેડૂત પોતે ખેતી કરે છે, પોતાની જમીનના ટૂકડા પર કે કોઈની પાસે સાંથે, ગણોતે, અગર ભાગે મેળવેલી જમીન પર ખેતી કરે છે તે કિસાન કહેવાય છે. કિસાન એટલે કૃષિકાર, સાક્ષાત ખેતી કરનાર, બીજાની પાસે ખેતી કરાવનારો નહીં. જમીનની માલીકી એ એક પ્રકારની મુડી છે, એટલે મજૂરી ખરીદ કરીને ખેતી કરાવનાર નહીં પણ પ્રત્યક્ષ ખેતી કરનાર.

રાજકીય મહાસભા એ પાંતરીસ કરોડ હિંદીઓની માતા છે. કુટુંબની અંદર દરેક વ્યકિત પ્રેમભાવથી રહે, બીજાંનાં હિતને નડતર રૂપ ન થાય એવી રીતે પોતાનું હિત સંભાળીને જીવન ગાળે તથા પ્રગતિ કરે એવી ગોઠવણ કરવી પડે છે. કોઈ કોઈ પ્રસંગે કુટુંબની અંદર ગેરસમજુતીઓ ઊભી થઈને ઘર્ષણ થાય છે તો તેની પતાવટ કરવામાં આવે છે. દરેક વ્યકિત પોતાને અનુકુળ પડે તેવી દિશામાં અને પોતાની શકિતના પ્રમાણમાં પ્રગતિ કરે છે તેવી રીતે જુદા જુદા વર્ગોએ વર્તવાનું હોય છે. આજે ગુજરાતમાં ખેડૂત અને રબારી અગર રાયકાનું હિત એકસરખું નથી, ખેડૂત અને શાહુકારનું એક સરખું નથી, જમીનદાર અને ગણોતીઆનું એક સરખું નથી, હાળી અને ધણીઆમાનું એક સરખું નથી. મને જોડો ડંખતો હોય તો તેનું દુઃખ હું જ વધારે સમજી શકું, હું

જ તેનો વધારેમાં વધારે વિચાર કરૂં. ગણોતીઆનું કે રાયકાનું દુઃખ એ લોકો પોતપોતેજ બરોબર સમજે. તેવી રીતે કિસાનો પોતે જ વિચાર જણાવે કે એને શું દુઃખ છે, એ દુઃખો કેવા રીતે દૂર થાય. દરેક વ્યક્તિ કે દરેક વર્ગને દુઃખો ટાળવાના જે ઉપાયો સૂઝે તે પ્રમાણે દરેક વખત વર્તન કરી શકાય નહીં. બે વર્ગોની વચ્ચે હિતઘર્ષણ થાય તો તેનો નિકાલ મહાસભા આણે. મહાસભામાં જનેતા જેટલું ઉદાર મન અનહદ પ્રેમભાવ અને દરેક તરફ સરખો વાત્સલ્યભાવ જરૂર હોવા જ જોઈએ.

યુગે યુગે ન્યાય વિષે મત બદલાય છે. એક વખત ચોરી કરનારના હાથ કે કાંડાં કાપવાં એ ન્યાયી જણાતું હતું, આજે આપણે એવા શિક્ષાને ભયંકર દુષ્ટ કહીએ. લાખો માણસોને કોરડા મારીને ઈજીપ્તની પીરામીડો બંધાવી તેમાં તે યુગમાં કોઈને ખોટું લાગતું ન હોતું, આજે એવી ચીજ અસહ્ય લાગે. માત્ર ૬૦ વર્ષ પહેલાં આપણા હિંદીઓ અંગ્રેજી સરકારના મૂકત કં ગુણગાન કરતા હતા, આજે આપણાથી અંગ્રેજ અગર પરદેશી રાજ્યશાસન જરા સહન ન થાય. તેવી જ રીતે સરકાર, શાહુકાર, સરદાર, તાલુકદાર, રાજા, જમીનદાર, ખેડુત, કિસાન, કારીગર, કામગર કારકુન એવા જુદા જુદા વર્ગો-ના હકકો તથા હિતો વિષેના વિચારોમાં મૂળગત પરિવર્તન થય છે અને આજના યુગના મુલ્યાંકનની દૃષ્ટિએ એ હિતો કે હકકો વિષે મતભેદ કે ઘર્ષણ થાય તો તેનો નિકાલ કરવાનો છે. એવાં ઘર્ષણો થવાં જોઇએ જ નહીં એવું તો મૂર્ખતાની દૃષ્ટિમાં રહેનાર સિવાય કોઈ આશા રાખે નહીં.

સ્વાભાવિક રીતે દરેક વ્યકિત, પક્ષ, કે જૂથ પોતાના હિતને અભ્યાસ કરે તેવો ઊંડો અભ્યાસ બીજું કોઇ ન કરે, પણ દરેક વ્યકિત, પક્ષ, કોમ, કે જૂથ સ્પષ્ટ ભાન રાખે કે પોતે જગતમાં એકલા કે છુટા રહેતા નથી પણ કુટુંબની માફક વ્યવસ્થિત સમા-

જની અંદર રહે છે, અને તેથી અન્ય હિતોને અન્યાયી કે ત્રાસરૂપ ન થઇ શકાય. આગગાડીના ડબ્બામાં બાંકડાપર પાંચ માણસોને બેસવાનું હોય છે તે ૯૯ ટકા સુધી તો ઝગડા વિના મુસાફરી કરે છે અને બીજાઓને ત્રાસરૂપ થતા નથી. કવચિત ઝઘડા થાય છે પણ ખરા પણ તે માંહોમાંહે વચાળ કાઢીને શાંત પડે છે. હજારો-માંથી એક ઝઘડામાં પોલીસ કે સ્ટેશન માસ્તર પાસે નીકાલ કરાવવા જવું પડતું હશે. લોકશાસનના તંત્રમાં કૌટુમ્બિક જીવનની માફક આપ લે, છુટછાટ અને અમુક સમાધાનો ન્યાય અને પ્રેમની દૃષ્ટિએ કરવાં જ પડે છે.

હું મારા અનુભવની વાત તમારી સમક્ષ રજુ કરૂં છું કે હું વડોદરા રાજ્ય પ્રજામંડળનો પ્રમુખ અનેકવાર થઇ ગયો છું. હું રાનીપરજોની બાબતમાં વડોદરા સરકાર સામે લડયો છું. હાલમાં હું હાળીઓની તરફેણ કરૂં છું. મેં ખેડુતોની સભામાં રબારીઓના ત્રાસ વિશે વાતો સાંભળીને સમાધાન કરાવ્યું છે. રાયકામંડળના ભાઇઓ મારી સલાહ માટે અનેકવાર આવતા હતા. વડોદરાના કેટલાક સંકુચિત દૃષ્ટિવાળા શાહુકારોને એમ લાગતું હશે કે હું ખેડૂતોનો જ પક્ષકાર છું, પણ જ્યારે મહેસાણા પ્રાંતમાં વેપારીઓ પર એક અન્યાયી કર પડયો ત્યારે તેમની સભામાં ધોધમાર વરસાદની અંદર પલળતો, તાવ આવેલો હોવા છતાં હું ગયો હતો અને પછીથી મેં પ્રમુખપદ પણ સ્વીકાર્યું હતું.

એકંદરે મારો અભિપ્રાય એવો છે કે જે માણસને કાંટો વાગતો હોય તે જ કહી શકે કે કયાં વાગે છે, કેટલો દુઃખે છે, કયાં ભરાયો છે, અને તે સુચવે કે કેવી રીતે કાઢવો. તેનાથી બની શકે તો તે કાઢે અગર કઢાવે. એ કાઢતાં કે કઢાવતાં બીજા કોઇનું અહિત થતું હોય તો તેની તપાસ અને નિકાલ થઇ શકે છે. કિસાન, કિસાનવર્ગનું હિત સાધવા માટે સંગઠન કરે તેમાં કાંઇ જરા પણ

ખોટું નથી. કિસાન કિસાનવર્ગ તરીકે વ્યવસ્થા કરે તેમાં કાંઇ જ ખોટું નથી. માત્ર કિસાને કિસાન હોવા છતાં પોતે હિંદી છે, પાંત્રીસ કરોડની પ્રજાનો એક માત્ર ભાગ છે તેનું સ્પષ્ટ ભાન રાખવું જોઇએ અને બીજાં હિતોનું આજના મૂલ્યાંકન પ્રમાણે, આજના યુગ વિચારના પ્રમાણમાં સમતોલપણું ( ઇકિવલિબ્રિયમ ) સચવાય તે સંભાળવાનું રહ્યું.

કિસાન પ્રવૃત્તિની બાબતમાં એક વાંધો એવો ઉઠાવવામાં આવે છે કે તેમાં સત્ય તથા અહિંસાનો ભંગ થાય છે. એ તો દિવા જેવું સ્પષ્ટ છે કે, જો કોઇ ઠેકાણે સત્ય અને અહિંસાનો ભંગ થતો હશે,–હું એમ કહેતો જ નથી કે કદી ભંગ થયો નહીં હોય,–તો તે દોષ અમુક વ્યકિતઓનો છે, તે કિસાન પ્રવૃત્તિનો, કે કિસાન સભાનો નથી. એક યુગ એવો હતો કે સરકારનો સામનો કરવો તેથી હિંસા થશે એવું આખા જગતની પ્રજા માનતી હતી. અહિંસાત્મક સામનો થઈ શકે એ પાઠ તો તદ્દન નવો છે તેથી કિસાન પ્રવૃત્તિ વિષે હિંસા કે અસત્યનો આરોપ મુકવો એ ખોટું તથા અન્યાયી છે.

કિસાન પ્રવૃત્તિના એક મહાન નેતા સ્વામી સહજાનંદ, જેમનું જીવન પવિત્ર છે, જે વિદ્વાન તત્ત્વજ્ઞાની હોઈ તેમને "સરસ્વતી"-ની પદવી મળી છે, જે ધર્મિષ્ટ વિચારક છે, જેમણે રાજકીય કહેવાતા વિષયોમાં ઊંડો પ્રવેશ કર્યો ત્યાર પહેલાંથી હું તેમને ઓળખું છું. તે "દંડા" મારવાની સલાહ આપી રહ્યા છે એવો જે પોપટીઆ આક્ષેપ મુકાય છે તે વિષે એમણે અનેકવાર પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવ્યું છે. પોતાના સ્ત્રી છોકરાઓ પર કોઈ જુલમગાર અત્યાચાર કરવા જતો હોય તો માત્ર રક્ષણાર્થે ડુંફાડો મારવો, પોતાની મિલ્કતમાંથી કોઇ હાંકી કાઢતું હોય તો સ્વરક્ષણ કરવાનો હક્ક છે,

તે સિવાય સ્વામીજી જેવા ત્યાગી પુરૂષ બીજી સલાહ આપતા નથી. એમણે ખુલાસા કર્યા છે, તે છતાં જ્યારે ટીકા કરનારાઓ સમજતા નથી ત્યારે એવું જ અનુમાન કરી શકાય કે તેમને સમજવું જ નથી. તેમને માત્ર વાંધા કાઢયા કરવા છે, વિરોધ ચાલુ રાખવો છે.

મહાસભાના કેટલાક વિરોધીઓ એમ કહેતા હતા અને હજી પણ કહે છે કે સ્વરાજ્ય ફંડના એક કરોડ રૂપિયાનો ગેરવ્યય થયો છે, તેના હિસાબો પ્રગટ થયા, તે વિષે ખુલાસા અપાયા, તે વિશે જવાબદાર વ્યકિતઓએ લખાણો કર્યાં તે છતાં જેમને મનનું સમાધાન કરવું નથી, જેમને આક્ષેપ આણવાનું એક બહાનું જોઇએ છે તેને શું કરવું? અંગ્રેજીમાં કહેવત છે કે જેને સાંભળવું નથી તેના જેવો બીજો કોઇ વધારે બુરો ન હોઇ શકે.

અહિંસાની બાબતમાં એક તત્ત્વજ્ઞાની પ્રોફેસર જેમને રાજકીય ક્ષેત્રમાં અહિંસા વિશે શ્રદ્ધા છે તેમણે એક વિચાર કરવા લાયક રૂપક આપ્યું હતું. બે માણસોની લડતમાં એક જમીન પર ઊંધો પડયો છે બીજો તેના પર ચઢી બેઠો છે. જ્યાં સુધી નીચલો કાંઈ ધાંધલ ન કરે ત્યાં સુધી ઉપલો જરૂર શાંત રહે, પણ નીચલાને કેદ કર્યો છે, કે જકડી લીધો છે, જે નિષ્ક્રિય બની ગયો છે તેને છૂટા થવું હોય તો તેને હિલચાલ કરવીજ પડે. નીચલા દબાયેલા માણસની હિલચાલ કે ચળવળ થાય છે કે તરત અહિંસાવાદીઓ બૂમ મારે છે કે આ હિલચાલ ઉપલા માણસને હિંસક બનવામાં ઉત્તેજન આપે છે. જો આવું સો ટકા સાચું ન હોય તો મોટે ભાગે ૯૦ ટકા સાચું છે. એનો અર્થ એવો થયો કે આજના કહેવાતા અહિંસાવાદીઓને હાલની સ્થિતિ ચાલુ રાખવી છે. હિંસા અને બદમાશીથી જમીન કે તાલુકો કે પ્રાંત પચાવી પડેલા જમીનદાર, તાલુકદાર કે રાજાનો હક્ક સ્થપાઈ ગયેલો ગણવામાં આવે છે. તેમાંથી કેટલાકને ચારે વર્ણ ચાલુ રાખવી છે. તેમને હાળીઓને

ગુલામ કહેવા નથી પણ ગુલામી ચાલુ રાખવી છે. લુચ્ચા જુઠ્ઠા કપટખોર અનીતિમાન સફેદપોશીઓ જંગલમાં જઇને આખાં ગામડાં જ નહીં પણ આખા તાલુકા પચાવી ગયા અને સ્થાનિક લોકોને મજૂર કર્યા (અને આજે તો તેમને નથી મળતી મજૂરી કે છૂટી જમીન) તેવા લોકો પાસેથી ઝુંટવી લીધેલી જમીન માટે ફાંફાં મારે તેમને હિંસાખોર કહેવા છે. આ ચીજ હું સમજુ ગુજરાતીઓના લક્ષ પર આણુવા માંગુ છું.

પણ સામો માણુસ ખરાબ થાય તો આપણે તેમના જેવા થવું એવી દલીલ હું કરવા માંગતો નથી અને તે દલીલમાં બહુ વજુદ પણ નથી, તે છતાં મને, જીભપર રામ અને બગલમાં છુરી જેવા ઘણા માણુસો મળ્યા છે, કે જે વખતે કવખતે સત્ય અને અહિંસાની વાત કરે છે, અને તેમનાં કૃત્ય અહિંસાવાળાં હોતાં નથી.

[ અમદાવાદના મજૂર મહાજન તરફથી ભાષણો થતાં હતાં તેમાં મારા વિશે ઉલ્લેખ કરીને એક કાર્યકરે "સુમંતડુ" શબ્દના વહાલથી મને સંબોધ્યો હતો. "એ સુમંતડું શું કરી શકવાનો છે." મુંબઇના એક ગાંધીજીમાં શ્રદ્ધા રાખતાં પેપરના અગ્રલેખમાં મથાળું હતું "સુમંત કે કુમંત?" એક પ્રસંગે અમદાવાદમાં હડતાલ પડી હડી હતી ત્યારે અમદાવાદના મહાસભાવાદીઓ તેમજ મુંબઇ સરકારના એક પ્રધાને અમદાવાદના રસ્તાઓમાં લોહીની નદીઓ રેલાવાના સંભવ વિશે વાતો કરી હતી, આ ખોટા આરોની પાછળ દોરી સંચાર થયેલો એવી વાતો સાંભળી છે.

તે ઉપરાંત ઘણાય કહેવાતા અહિંસાવાદીઓ અને સત્યપ્રેમીઓના અહિંસા તથા સત્યની વાતોથી ત્રાસ ઉપજે છે. હું સાંભળેલી બધી વાતો માની લેતો નથી. તે છતાં લાંબા અનુભવપરથી કહી શકું છું કે હાલમાં જે માત્ર દલીલ ખાતર સત્ય અને અહિંસાની ઓથ લેવાની સોંઘી પ્રથા ચાલી રહી છે તેને લીધે દંભ

અર્ધસત્ય તથા અસત્યને ઉત્તેજન મળે છે. મારા કથનનો કોઈ ખોટો અર્થ કરીને એમ નહીં કહે કે બધા અહિંસાની વાત કરનારા જૂઠ્ઠા છે. પણ જે વખતે કવખતે એ દલીલ ઊભી કરી છે તે સામા પક્ષને ખરાબ નામ આપીને ફાંસીએ ચઢાવવા માંગે છે, તે વિશે મને શંકા નથી. ગુજરાતીમાં કહેવત છે કે "સાસુ ભાંગે તે ઠીકરાં અને વહુ ભાંગે તે કલેડાં" તેવો ઘાટ છે. મેં તો ભૂતકાળમાં ઘણાએ માણસો જોયાં છે કે જે કપાળે મોટા ચાંલ્લા ટીલાં ટપકાં કરતા ગળામાં રૂદ્રાક્ષની માળા રાખતા અને તેમનાં કૃત્યો કાળાં હતાં. હાલમાં જ ત્રિપુરીની અંદર પ્રેમભાવ, અહિંસા, ભાતૃભાવ, અને સત્યની કેવી નદીઓ વહેતી હતી તે વિશે તમે જોયું, વાંચ્યું કે સાંભળ્યું જ હશે.

## વર્ગભાવના અને વર્ગવિગ્રહ

એક દલીલ એવી થાય છે કે, વર્ગભાવનાથી સંગઠનનું જોર કમી થાય છે અને જુદાજુદા વર્ગો વચ્ચે વર્ગવિગ્રહનું વાતાવરણ પેદા થાય છે. જુના જમાનામાં જ્યારે લોકો લગભગ પોતાના ગામની બહાર જતા નહોતા ત્યારે તેમને દુઃખ સંતાપ ચિંતા ઓછાં હતાં. વનસ્પતિને ચિંતા કયાં હોય છે? અથવા ગાય, બળદને સંતાપ કયાં હોય છે? આપણા જીવનનું વાતાવરણ બદલાઇ ગયું છે અને જેમ જેમ સમાજની સંકલના અથવા વ્યવસ્થા અટપટાં થાય છે તેમ તેમ સંગઠન નબળું થવાને બદલે વધારે જબરૂં થાય છે. વર્ગભાવના આવે તેની સાથે સાથે અમુક શિસ્તની ભાવના આવે છે. કહેવાની અને વાતો કરવાની શિસ્ત નહીં, પણ શિસ્તમય જીવનક્રમ ખીલે છે જેને લીધે સમાજનું બળ સંગઠિત થાય છે.

આપણા કેટલાક નાફેરવાદી અથવા 'ચુસ્ત મહાસભાવાદીઓ' મતભેદથી બહુ ગભરાય છે. તે તદ્દન ભૂલી જાય છે કે ગોખલે ફીરોજશા મહેતા અને સુરેન્દ્રનાથ બેનરજી જેવા પહેલી પંક્તિના

દેશભક્તો બાજુએ રહી ગયા અને જહાલપક્ષ જોરમાં આવ્યો. એ પક્ષ થોડાં વર્ષોમાં પછાત પડી ગયો અને સત્યાગ્રહી પક્ષ આગળ આવ્યો. સમાજનું પરિવર્તન બદલાતી વિચારસરણી અનુસાર થયાં જ કરે છે. એક અનુભવની ત્રુટીઓ અથવા ઉણપોમાંથી સુધરેલી વિચારસરણી ઉત્પન્ન થાય છે, અને તેના પર રચાયેલા કાર્યક્રમને લીધે નવો પક્ષ ખડો થાય છે.

આવી રીતે કોન્ગ્રેસ સમાજવાદી પક્ષ ઉભો થયો, રોયનું મંડળ અસ્તિત્વમાં આવ્યું. મજૂરો અને કામગરોએ ટ્રેઈડ યુનિયન કોન્ગ્રેસ અને ફેડરેશન ઊભાં કર્યાં. તાલીમબદ્ધ સૈનિકોએ હિંદુસ્તાની સેવાદળ કાઢયો, સ્ત્રીઓએ મહિલા મંડળની સ્થાપના કરી. દેશી રાજ્યોની પ્રજાએ રાજસ્થાની પ્રજા પરિષદની સંસ્થા સ્થાપી. આમાંની કેટલીક સંસ્થાઓ મહાસભા સાથે સંકળાયલી છે, બીજી બધી તેને સહાયક થવા ઇચ્છે છે, અથવા થશે. તેવી જ રીતે **કિસાન સભાની** સ્થાપના થઇ છે. એ રાષ્ટ્રીય મહાસભાનું બચ્ચું છે. એ મહાસભા તરફ માનની દૃષ્ટિ રાખે છે. જો છોકરૂં માબાપના તરફ પ્રેમભાવ ન રાખે તો તેમાં છોકરાંનો વાંક હોય, કે માબાપનો હોય કે બન્નેનો હોય.

હું તો બહુ સારી રીતે જાણું છું કે જ્યારે ભાઇ ઇન્દુલાલ યૂરોપમાં પાંચ વર્ષનો ઊંડો અભ્યાસ કરીને આવ્યા ત્યારે તેમની મૂખ્ય ભાવના બધા પક્ષને એકઠા રાખવા વિશેની હતી, એટલે એ તો વિનીતોને પણ સાથ આપવા ઇચ્છતા હતા. આ જાતનું ઐક્ય સંભવિત છે કે નહીં એ પ્રશ્ન જુદો છે. ઇન્દુલાલ મહાસભાવાદી છે. એમણે મહાસભાને ગુજરાતમાં બળવાન બનાવવામાં એવો ભાગ ભજવ્યો છે કે જે ગુજરાત કદી ભૂલી શકે નહીં. ગુજરાતનાં ગામડે ગામડાંમાં ભાગ્યેજ બીજું કોઇ એમના જેટલું ફરી વળ્યું હોય, આજે પણ એ મહાસભાની આઝાદીની લડતને વધારે બળવાન બનાવવા માટે કિસાનને જાગૃત કરે છે એવું હું સમજું છું.

આપણે કિસાન સભા સ્થાપવી છે પણ આપણો આગ્રહ એવો નથી કે તે હમેશાં કાયમ જ રહે. જ્યારે રાષ્ટ્રીય મહાસભા કિસાનમય થઇ જશે ત્યારે મહાસભા રહેશે અને કિસાનસભા તેમાં ઓગળી જશે. જ્યારે આપણે ખેડૂતો વિશે બોલવું હોય છે ત્યારે હિંદદેશની ૮૦ ટકા જેટલી વસ્તી વિશે લાગણીદાર ભાષણો કરીએ છીએ, પણ એ ૮૦ ટકાની વસ્તીને આગળ પાડવા માટે કિસાન પ્રવૃત્તિની વાતો કરીએ છીએ ત્યારે મહાસભાવાદીઓ ગભરાઇ જાય છે અથવા ગુસ્સે થાય છે. કિસાન સભા દ્વારા આપણા કરોડો હિંદીઓને આપણી દેશમુકિતની લડતમાં આણવા એ હાલનો યુગધર્મ છે.

આપણે હિંદુ સમાજમાં હરિજન જોઇતા નથી, પણ આજે હરિજન સેવા સંઘ કાઢીએ છીએ. આપણી તીવ્ર ઇચ્છા એવી છે કે હરિજનો હિંદી સમાજમાં ઓગળી જાય. ગાંધીજીને વર્ણવ્યવસ્થામાં માનવું હોય તો ભલે માને, અમે તો વર્ગવિનાના સમાજમાં માનીએ છીએ. પણ તેવો સમાજ વર્ગભાવના તથા વર્ગવિગ્રહની ખેંચતાણમાંથી પેદા થશે. 'વર્ગ વિનાના સમાજ'ના મંત્રનો મ્હોડેથી જપ કરવાથી નહીં આવે, મ્હોંના જપથી સત્ય અને અહિંસા પણ આવવાનાં નથી. વળી બીજી દલીલ એવી થાય છે કે કિસાનસભા કે મજદૂરોનાં મંડળોમાં આપણી કોન્ગ્રેસ સરકારની ટીકાઓ થાય છે. આપણે અંગ્રેજ સરકારને રાક્ષસી કહી છે. શતાની પણ કહી છે અને બીજાં શુભ વિશેષણો વાપર્યાં છે. હવે આપણી સરકાર વિશે ગભરાઇ જવાનું કારણ છે નહિ. આપણી સરકાર એટલી બધી પોચી હોય કે તેની ચામડી એવી સુંવાળી અને સુકોમળ હોય કે ટીકા સહન ન કરી શકે એ બનવા જોગ નથી. જે મંડળની પ્રગતિ અટકી પડી હોય, તેની અધોગતિ શરૂ થઇ હોય તે માનની, યશની ભૂખી હોય છે. તેમાં પણ જે આગેવાન વર્ગ છે તે નહિ, પણ જે છાછકલો વર્ગ છે, જેનામાં સ્વતંત્ર રીતે વિચાર કરવાની શકિત નથી તે ટીકાઓથી બ્હીએ છે.

આપણી સરકારોએ ઘણી ઘણી ભૂલો કરી છે. ગાંધીજીએ ઢક્કો મેળવ્યા હતા તે મદ્રાસની સરકારે કેટલેક અંશે ભૂંસી નાંખ્યા છે. લશ્કર અને પોલીસની મદદ લેવી પડે તેના કરતાં પ્રધાનપદાં છોડી દેવાની વાતો થયા પછી આપણી સરકારે આપણી પ્રજાપર ગોળીઓ છોડી છે અને પોલીસ રાજ્ય સ્થાપ્યું છે. બોલવા ચાલવાની છૂટની બાબતમાં મદ્રાસ, સરકારે સારો છાપ પાડી નથી. એ તો બધું ઠીક પણ આપણા કેટલાક આગેવાનો કિસાનપૂજન સહન કરી શકતા નથી. એ તો સંકુચિત મનની અવધિ થએલી કહેવાય.

એમ પણ કહેવાય છે કે જો કિસાન સંઘ જેવી સંસ્થાનો વિકાસ થાય તો મહાસભામાં શિસ્તનું પાલન ઢીલું પડી જાય. અને પોતાને શિસ્તમાં ઘણી શ્રદ્ધા છે. હું શિસ્ત માટે જરૂર આગ્રહ કરૂં. આ જગત શિસ્ત વિના ચાલી શકે નહીં. સમાજમાં દરેક સંસ્થામાં શિસ્તનું પાલન આવશ્યક છે. પણ શિસ્તના બે પ્રકાર છે, એક લશ્કરી અથવા જડ સાંચા વત્ શિસ્ત અને બીજી લોકશાસનને અનુકૂળ એવી શિસ્ત; એક ફરજીયાત અને જુલ્મી છે, બીજી સ્વખુશીથી પામેલી શિસ્ત છે. મારા એક પંતુજી મિત્ર આ બાબતની ચર્ચા કરે છે પણ તેમને આ ભેદનું ભાન થયું નથી. શિસ્તને નામે કિસાનસભાને દબાવી દેવાનો પ્રચાર કરવો એમાં કાયરતાનું પ્રદર્શન છે. એક મોટી નબળાઈ છે.

વળી કેટલાક લોકો તો અંગત બાબતો લાવીને એટલી હદે જાય છે કે જે પ્રાંતમાં મહાત્મા ગાંધી અને શ્રી વલ્લભભાઈએ આટઆટલી સેવા કરી ત્યાં કિસાનસભા સ્થપાય તો પ્રજા કૃતઘ્ન છે એવું પુરવાર થાય છે. હું તો તેનાથી ઉલટું એવું માનું છું કે આવી દલીલ કરવાથી આ બન્ને મહાપુરુષોને અન્યાય થાય છે અને તેમનું અપમાન થાય છે.

એક વાત એવી બનેલી હોવાનો સંભવ છે, કે ઘણા જુના મહાસભાના કાર્યકર્તાઓ મહાસભાનું તંત્ર રચવામાં એટલી બધી

ચૂંટણીઓની બ્યવસ્થા કરવામાં, તેને હલાવવામાં તેના પાટિયાં ગોઠવવામાં તેને વિષે ખટપટ કરવામાં ગુંથાઇ ગયા છે, પ્રાંત પંચાયત [ જીલ્લા લોકલ બોર્ડ ] મ્યુનિસિપાલિટી તથા ધારાસભાની સત્તા કબજ કરવામાં પડયા છે કે તેમનો પ્રજા સાથેનો સંબંધ ઓછો થઇ ગયો છે. ખાસ કરીને ગામડાંની પ્રજા સાથેનો સીધો સંબંધ અને તેથી જે કામ પોતાનાથી થતું નથી તે બીજા કોઈ કરી જાય તે સહન થતું નથી. પોતાનાથી ખવાતું નથી અને બીજાને ખાવા દેવું નથી. એવા વર્તનનો બચાવ શી રીતે થઇ શકે ? મહાસભામાં તેમજ પ્રજામંડળોમાં જેમને માત્ર પટલાઇ કરવી છે કાર્યાલયનું તંત્ર કબજ કરીને સત્તા ભોગવવી છે રખેને નીમેલી સત્તાઓ સરી જાય એ ડરથી તેમનેજ અણગમો થાય છે, અથવા જે સ્વાર્થી લોકો જમીનદાર હોય તેમને આ પ્રવૃત્તિઓ ગમતી નથી, જેમને સાંથ કે ગણોતપર જીવવાનું હોય છે અગર જેમને આમવર્ગની શક્તિમાં તેમજ પોતાનામાં શ્રદ્ધા ઓછી હોય છે તેમનામાં પામરતા (ઈન્ફિરિયોરિટી કોમ્પ્લેક્સ) આવી જાય છે. તેમને કિસાન સભા સામે વિરોધ જાગે છે.

કિસાન પ્રવૃત્તિને લીધે ખેડૂતો [ ખાસ કરીને વધારે ગરીબ જાતના કિસાનો ] અને ખેતીના મજૂરોના પ્રશ્નોનો વધારે ઊંડો અભ્યાસ થાય છે. દરેક પ્રાંતમાં તેમજ પ્રાંતોના જુદા જુદા ભાગોમાં કિસાનના પ્રશ્નો જુદા હોય છે. આ સંઘને લીધે એમની મુશ્કલીઓની સરખામણી તથા મુશ્કેલી ટાળવાના ઉપાયોની યોજના વધારે ઉત્તમ રીતે થઇ શકે છે. આપણે આગળ જોયું છે કે દેશી રાજ્યોની પ્રજાની જાગૃતિમાં ખરૂં જોર કિસાનોને લીધે જ આવ્યું છે અને પછાત પ્રજાઓની ઉન્નતિ, ભીલ, કોળી, રાનીપરજ, બારૈયા, પાટણવાડીઆ કે ઠાકરડા અને દુબળા હાળીઓની ઉન્નતિ તરફ વધારે લક્ષ કિસાન સભાને લીધે દોરાયું છે. એ જાણીતી વાત છે કે આજ સુધી મહાસભાએ ઠાકરડાની ઉન્નતિ માટે લગભગ કાંઇ જ કર્યું નથી અને

તેમની વસ્તી હજારોની નહીં પણ લાખોની છે. જે અમદાવાદ અને સાબરમતીમાં ગાંધીજી વર્ષો સુધી વસ્યા જ્યાં શ્રી. વલ્લભભાઇએ જાહેર જીવનનો લગભગ બધો સમય ગાળ્યો ત્યાં ઠાકરડાઓ માટે નથી આશ્રમો, કે નથી થયું કહેવા જેવું કાંઇ કામ, તેથી હું સાચે–સાચું એવું માનું છું કે મહાસભાએ કિસાન સભાને ઉત્તેજન આપવું જોઇએ. બીજી તરફથી જો કોઇ પણ કિસાન કાર્યકરમાં મહાસભા વિશે કડવાશ કે અશ્રદ્ધા આવી હોય તો તે કાઢી નાખવાં જોઇએ.

વળી કરાંચી તેમ જ ફૈઝપુરની મહાસભાએ તો કિસાનોને પોતાનાં ઈલાયદા મંડળો કાઢવાની પુરી છૂટ આપી છે. તે મુજબ કિસાન સભાઓ નીમીને તેમાંથી અખિલ હિંદ કિસાન સભા પણ સ્થપાઈ. તેના આગેવાન સ્વામી સહજાનંદે બિહારમાં તે લાયક આંદોલન જગાવ્યું તે પર મહાસભાના કોઇક આગેવાનોની લાલ આંખ થઇ. મહાસભાની કાર્યવાહક સમિતિએ જરા કડક ઠરાવ પણ કર્યો. છતાં આ બધાનો વિચાર કરીને હરિપુરાની મહા-સભાએ કિસાન સભાને, જરાયે ટીકા કર્યા સિવાય, ઘણી શાણી ઠાવકી ભાષામાં મંજુર કરી. તે પછી જે મહાસભાવાદી કાર્યકર્તા કિસાન સભા પર પ્રહાર કરે તે મહાસભાને બેવફાદાર જ ગણાયા.

## ગુજરાતના ખેડૂતોની હાલની સ્થિતિ

જગતનો મોટો અન્યાય એ છે કે જે મનુષ્યો કષ્ટમય મહેનત કર્યે જાય છે તે અડધાં ભૂખ્યાં રહે છે. તેમનાં છોકરાંઓને કકડતી ઠંડીમાં પણ નાગાં ફરવું પડે છે. હાલમાં જ મારે ગામડાંઓમાં ખૂબ ફરીને કિસાનોની સ્થિતિ તપાસવાનો પ્રસંગ આવ્યો હતો. ગુજરાત એ આખા હિંદુસ્તાન દેશનો બગીચો મણાય છે. સામાન્ય કહેવત છે કે ગુજરાતમાં કાચું સોનું પાકે છે. તે ગુજરાતના ચરોતરમાં મેં એવાં ગામડાં જોયાં કે જ્યાં કસાનોનાં હાડકાંપર ચામડી વળગી રહી હતી અને આ મુડદાલ માણુસો ચાલતાં હતાં. મેં તેમનાં ખોરડામાં

જાઇને તેમની કોઠીઓ ખાલી જોઇ છે. મારા એક મિત્રે કહ્યું કે આપણે કુતરાને પણ આવા ગાભા ન ઓઢાડીએ તેવા ગાભાથી એ લોકો શિયાળાની ઠંડીથી રક્ષણ કરતા જોયા છે. એમના હિતની વાતો કરવા જઇએ તો તે પણ પૂરું સમજવા જેટલી તેમનામાં શક્તિ રહી નહોતી. પછી પંચમહાલ અને ઉત્તર ગુજરાત, તથા મહીકાંઠા એજન્સીમાં કિસાનોની સ્થિતિ કેવી હશે તેનો ખ્યાલ સહેજે આવી જશે, તે છતાં આ કિસાનો મજૂરી કર્યે જાય છે. મૂડીવાળા, સત્તાધીશો, ભણેલાઓ, સરકારી નોકરો, બાવા અને બારોટ બધાએ આ ગરીબ માણસોનું લુંટે છે.

કાયદાનો અન્યાય પણ કેવો છે કે રૂ. ૧૯૯૯ સુધીની વાર્ષિક આવક હોય તેને કરવેરો ભરવો ન પડે અને વરસે દહાડે રૂ. ૧૦૦ ન કમાતો હોય અગર અનાવૃષ્ટિને લીધે નફાને બદલે ટોટો ગયો હોય તો પણ તેવા ગરીબમાં ગરીબ કમનશીબ માણસને કરવેરો આપવો પડે છે. આવા ભૂખે મરતા માણસની જમીન જપ્ત થાય, તેનાં ઢોર જપ્ત થાય, ને તેનું થોડું અન્ન રહ્યું હોય તે જપ્ત થઇ શકે, ત્યારે મુંબાઇ કલકત્તામાં કોઇ વેપારીએ નાદારી લીધી હોય તે છતાં તેની સ્ત્રી ઘરેણાં પહેરીને મોટી મોટરમાં ફરતી હોય—આવો આપણા કાયદાઓનો ન્યાય છે. ખેડૂતને પોતાના લોહીનું છેલ્લું ટીપું આપવું પડે છે. કોઇ રાજાને એક નવો રાજમહેલ બાંધવાનો તુક્કો આવ્યો કે ખેડૂતપર વિશેષ કર નંખાય છે. રાજાના હાથીપર નવી અંબાડી ગોઠવવી છે તો એક નવો કર વધે છે. જે રાજા પ્રજામાં પ્રચાર કરતો હોય કે પ્રજાજનોએ લગ્ન પ્રસંગે મોટા ખર્ચા ન કરવા તેને ત્યાં લગ્ન આવે તેનો લખલૂટ ખર્ચ પ્રજાને ઉપાડી લેવાનો હોય છે.

બીજી તરફથી જોઇશું તો અંગ્રેજ સરકારનો અમલ આવ્યો ત્યારથી સરકારી ખર્ચ શહેરોમાં થયે જાય છે. શહેરમાં વૉટરવર્કસ—ગામડાંમાં પીવાનું પાણી લેવા માટે ચાર માઇલ દૂર જવું પડે તેનો

બાંધો નહીં. શહેરોમાં ડામરના રસ્તા—ગામડાંમાં ભારે રેતના રસ્તા. શહેરમાં ૬૦-૮૦ ફુટના રસ્તા,—ગામડાંના નેળીયામાં બે ગાડાં સામ-સામાં આવે તો મોટું સંકટ ખડું થાય. આવા ત્રાસને લીધે આજે બધા શકિતવાન ગામડીઆ શહેરો તરફ આકર્ષાઇને ચાલ્યા જાય છે અને ગામડાં નિર્ધન, નિસ્તેજ, નીરસ થઇ ગયાં છે. તેમાં વળી કેટલીક સરકારોએ હમણાં ગ્રામોદ્ધાર, ગ્રામ પુનર્રચના વગેરેનું ધતિંગ લગાડયું છે. ખેડૂત અને કિસાન—સરકારના અન્યાયનો સામનો કરવા તૈયાર થતો જાય છે તેને થાપડ થાપડ ભાણા કરીને શાંત પાડવાનું આ કાવતરૂં છે. દેશી રાજ્યોની પ્રજા પછાત હોઇ તે આવાં ફારસોથી છેતરાય નહીં એવી ચેતવણી આપવાની જરૂર છે. કોન્ગ્રેસ સરકારોની પણ કસોટી થઈ રહી છે. ધારાસભાઓની ચુંટણી વખતે આપણે જે ઢંઢેરો કાઢ્યો હતો તેનો અમલ કેવી રીતે થાય છે તે બારીકાઈથી તપાસાઇ રહ્યું છે. સરકારો ભીખારી છે અને એવી સરકારો કેટલું ઉકાળી શકશે તે જોવાનું છે. ગણોત નિયમનના કાયદાથી ઘણો અસંતોષ કાયમ રહેવાનો છે. જમીન મહેસુલના કાયમી ઘટાડા માટે પગલાં લેવાતાં નથી. સુરત જીલ્લાના હાળીઓની સ્થિતિ સુધારવા માટે સરકારે કાંઇજ કર્યું નથી. જમીન વિનાના કિસાનોને કેટલી જમીન મળે છે તે જોવાનું રહ્યું છે. સરકારે તો દારૂબંધીનો એક પ્રયોગ શરૂ કર્યો છે. આપણે સૌ દારૂના વ્યસનની વિરૂદ્ધ છીએ જરૂર હોઇશું જ, પણ હું પૂછું છું કે પેલી વિદેશથી આવેલી લાખો તકલીઓ ૧૯૩૦-૩૧-ની સાલમાં ફરતી હતી તેનું શું થયું ? હું વાતો કરવાના વખતમાં હંમેશાં કાંતું છું. મને મારું સુતર ઉતારવા માટે સંગીન ફાળકા ગાંમડાંઓમાં મળતા નથી. તકલીઓના અખતરાની માફક આ અખતરો કયાં સુધી પહોંચીને અટકશે તે સમજી શકાતું નથી. કિસાનોના હિતને ભોગે દારૂબંધીનો પ્રયત્ન થાય તે વિષે જરૂર બે મત છે.

ખેડૂતો તથા કિસાનો હવે રોટલા અને મરચાંથી સંતોષ માને એવું આપણે સમજી જવાના નથી. તેમને પણ દૂધ ઘી અને છાશ મળવાં જોઈએ. તે પણ અથાણું માગશે. એમને ભભકાદાર નહીં પણ ઉપભોગ પુરતાં કપડાં તથા ઓઢવાનાં જોઈશે. જેમ આગગાડીના ડબ્બામાં ભેંસ પુરે છે તેમ ટુંકા ગામઠાણમાં નાનાં ઓરડામાં કિસાનો રહાને સંતોષ માનવાની ના પાડશે. આપણે તેમને એવો ઉપદેશ નથી આપવો કે તેઓ સહેલાઈથી સંતોષ માનતા થઈ જાય. આપણે તેમની રહેણી–કરણીનું ધોરણ ઊંચું કરવું છે. કિસાનો યાત્રાએ નહીં જાય પણ તેમને પરિષદોમાં જવાની ફુરસદ તથા નાણાંની સગવડ જોઇએ છે. સેંકડો વર્ષથી આપણે કિસાનોને દબાવી કચડી મુકયા છે તેમનામાં પુરો અસંતોષ પેદા કરવાની જરૂર છે. આવા ગુંદાયેલા વર્ગો માટે સંતોષની વાતો કરવી એ લબાડી છે. તે એક જાતનું હલકટ કાવતરૂં છે.

ગુજરાતના કિસાનોની વસ્તુસ્થિતિનું વર્ણન મેં કર્યું, પણ તમારે જાણવાની બહુ જરૂર છે કે આજે બિહાર કે સંયુકત પ્રાંત ઈત્યાદિ કેટલાક પ્રાંતોના કિસાનો તમારા કરતાં ઘણા વધારે જાગૃત થયા છે. એ લોકો બહુ મોટી સંખ્યામાં કિસાન સભાઓના સભાસદ થાય છે. એ લોકો સારી રીતે જમીનદાર અથવા બીજા ત્રાસ આપનારનો સામનો કરતાં શીખ્યા છે. ગુજરાતના કેટલાક ખેડૂતો સુખી છે માટે એમ ન માનશો કે મોટી સંખ્યા સુખી હોય. જો તમને કોઇ પણ કાર્યકર્તા તમારી પાસે સંતોષની કે સ્વર્ગની વાતો કરે તો તેને કાઢી મૂકજો. આજનો ન્યાય મૂડીવાદી ન્યાય છે. આજના મૂડીવાદી સમાજમાં ચારે દિશામાં અનીતિ જોવામાં આવે છે. એ મૂડીવાદી અનીતિ અને તેનાથી થતા અન્યાયનો સામનો કરવો એ આપણો પ્રથમ ધર્મ છે.

# ખેડૂતોના સામના

છેલ્લા પચાશ સાઠ વર્ષની અંદર દરેક પ્રાંતના કોઈને કોઇ ભાગમાં કે ગામડામાં એવા પ્રસંગો ઊભા થયા છે કે જયારે ખેડૂતોને સરકારની કે શાહુકારોની સામે થવું પડ્યું છે. એવા સામનાનો ઇતિહાસ આપણે તૈયાર કરવો જોઇએ, કારણ કે તેમાંથી ઘણા પાઠ શીખવાને મળશે. એવા સામના શી રીતે પેદા થયા તે દરેક કિસાને જાણવું જોઇએ. એવા સામના શા માટે નિષ્ફળ ગયા તે પણ સમજવું જોઇએ. હાલમાં જે નવી સત્યાગ્રહની રીત ઉત્પન્ન થઈ છે તેના નિયમો પણ સમજવા જોઇએ. ખેડા જીલ્લાનો સત્યાગ્રહ ૨૦ વર્ષ પહેલાં થઇ ગયો ત્યાર પછી આપણે ઘણા અનુભવો મેળવ્યા છે. અને ત્યાં સંગઠન પણ ઘણું વધી ગયું છે. દેશી રાજ્યોની તેમજ ઠકરાતોની પ્રજામાં પણ કિસાનો તરફથી સામના થયા હતા. જ્યાં દેખીતો અન્યાય થતો હોય ત્યાં આજે આપણે એવા સામના ઠેર ઠેર ઊભા કરવાના છે, અને અન્યાય ક્યાં થતો નથી ?

# ખેડૂતોના પ્રશ્નો

હવે આપણે ગુજરાતના કિસાનોના પ્રશ્નોનો વિચાર કરીએ. જ્યાં સુધી આપણે અંગ્રેજ સરકાર કે દેશી સરકાર સાથે લડતા હતા ત્યાં સુધી એમ લાગતું હતું કે જમીન મહેસુલ એ મોટામાં મોટા પ્રશ્ન છે, પણ જેમ જેમ આપણે અભ્યાસ કરતા ગયા ત્યારે જોયું કે ગણોતના અને દેવાંના વ્યાજના પ્રશ્નો પણ ઘણા મહત્ત્વના છે. કેટલાક મહત્ત્વના પ્રશ્નો નીચે પ્રમાણે છે.

૧) (ક) હિંદમાં તેમજ દેશી રાજ્યોમાં જમીન મહેસુલ લેવાના જે નિયમો, નિબંધો, સકર્યુલરો, અર્થાત જે કોડ એટલે ધોરણો ઠરેલાં છે તે અન્યાયી અને ત્રાસદાયક હોવાને લીધે સમૂળગાં

રદ કરીને બધાં ધોરણો અને નિયમો નવેસર રચવાની આવશ્યકતા છે. જેવી રીતે ખેડૂત સિવાયની પ્રજા પાસેથી આવકવેરા લેવાય છે તેવી રીતે અને ઓછી કમાણીપર ઓછા ટકાવારી અને વધારે કમાણી પર ચઢતા પ્રમાણમાં ટકાવારી એ જાતનો આવકવેરો લેવાનું ઠરાવવું પડશે. સુધરેલા દેશોમાં આ જાતની વ્યવસ્થા થઈ રહી છે.

(ખ) હાલમાં જે ટુંકી જમીનમાંથી ગુજારો કરી શકાય નહિ એવા ખાતેદારોને મહેસુલમાંથી મૂકિત આપવી જોઈએ.

(ગ) ઉપર પ્રમાણેની તજવીજ થાય ત્યાં સુધી હાલના મહેસુલમાં રાષ્ટ્રીય મહાસભાએ ઠરાવ કર્યો છે તે પ્રમાણે ૫૦ ટકા જેટલો ઘટાડો તુર્ત કરવો.

(ઘ) જે જમીનને નહેર અગર તળાવમાંથી પાણી આપવામાં આવે છે તે પાણીનો દર હાલના કરતાં અડધો કરવો અને જ્યાં નહેર અગર તળાવમાંથી પીતનું પાણી લેવામાં આવતું ન હોય ત્યાં ભેજનું બ્હાનું કાઢીને ભૂગર્ભનો આકાર લેવામાં આવે છે તે અન્યાયી હોઇ તે રદ કરવો.

(ચ) આનાવારીની તપાસનું ધોરણ એવું રાખવું કે તપાસ સમિતિમાં સરખી સંખ્યામાં કિસાનો હોય, અને તેના ચુકાદા પર ન્યાયાધિશીમાં અપીલ રાખવી.

(છ) ત્રણ વર્ષની જુની મહેસુલની બાકી થાય તે આપમેળે રદ થયેલી ગણાશે.

[૨] જ્યાં જ્યાં ગણોત નિયમનનો નિયમ ન હોય ત્યાં તે લાગુ પાડવો.

(ક) જમીનદાર, તાલુકદાર અને એવા એવા ખેતી નહીં કરનારા પણ જમીન ખેડાવનારા ખાતેદારોના ખેડૂતોનો ખેતી કરવાનો હક્ક કાયમી ગણવો, અને એ જમીન ખુંચવી ન લેવાય તે માટે ધોરણો ઠરાવવાં. જ્યારે પાક ઓછો થાય અગર નિષ્ફળ

જાય ત્યારે આવા ખેડુતોને ગણોત આપવામાંથી માફી તથા તહકુબી (મુલ્તવી) આપવાનું ધોરણ ફરજીઆત કરવું.

[ખ] જો કોઇ પણ પ્રકારની વેઠ બેગાર લેવામાં આવે અગર ઠરાવેલી મહેસુલ કે ગણોત શિવાયના કોઇ પણ જાતના લાગા લેવામાં આવે તો તેના કૃત્યને ફોજદારી ગુન્હો ગણીને કેદની સજા થાય એવો કાયદો કરવો.

[ગ] હાલીની પદ્ધતિ અગર કોઇ પણ માણસને ગુલામીના જેવી દશામાં રાખનાર ધણીઆમા, જમીનદાર અગર ખેડૂતને કેદ તથા દંડની શિક્ષા કરવા માટે ફોજદારી કાયદાની કલમ ૨૫૮ કરવી.

(૩) [ક] લાઇસેન્સ-પરવાના વગર ધીરધાર કરનારને અટકાવવા માટે સખત શિક્ષાનો પ્રબંધ કરવો. તેમજ જે શાહુકાર પઠાણ વગેરે લોકો માર અને ધમકીથી ત્રાસ આપે છે. તેમને લાંબી મુદ્દતની સખ્ત મજૂરીની કેદની શિક્ષા કરવાની તજવીજ કાયદામાં કરવી.

[ખ] કોઇ પણ ધીરનાર ૬ ટકાથી વધારે વ્યાજ લે તે શિક્ષાને પાત્ર થશે અને ચક્રવૃદ્ધિ વ્યાજ ગણવાનું ગેરકાયદેસર ગણાશે.

(ગ) હાલમાં જે દેવું થયું હોય તેના પર યોગ્ય સમિતિઓ દ્વારા તપાસ કરાવીને તેમાં ન્યાયી તથા દેવાદારનાં ગજાંના પ્રમાણમાં દેવાંની રકમ નક્કી કરાવવી.

(ધ) આ તપાસ દરમ્યાન એટલે હાલથી પાંચ વર્ષને માટે દેવું કાયદાથી કે જબરાઇથી વસુલ ન કરાય એવો સરકારી હુકમ કરવો.

(ચ) દેવાંને અંગે ખેડુતના નિભાવ માટે જરૂરી જમીન, રહેવાનું ઘર, ગાય ઢોરને રાખવાનાં ખોરડાં, દરરોજના ઉપયોગનો

રાચરચીલો ખેતીને અંગે વપરાતાં ઢોર, અને જીવવા પુરતું આવશ્યક ધ્યાન તથા ગાય ભેંસ દેવાં પેટે અગર જમીન મહેસુલને જપ્ત કરવા માટે લેવાશે નહીં એવો સ્પષ્ટ નિયમ કરી તેનો અમલ કરાવવો.

(ચ) ખેડૂતોને પાંચ ટકાથી વધારે નહીં એવા સસ્તા વ્યાજે, લાંબી મુદતને માટે વ્યાજુ રકમ મળે તેવી વ્યવસ્થા સરકારે સત્વર કરવી, અને એવી બેંકોમાંથી પૂરી રકમ [લાંચ કે કોથળી છોડામણી વિના મળે તેની કાળજીપૂર્વક ગોઠવણ કરવી.]

(જ) ગામડાંઓની વચ્ચે તથા તે ગામડાંઓનું બજાર હોય તેની સાથે સારા મોકળા રસ્તાઓ તૈયાર કરવાનો કાર્યક્રમ સત્વર અમલમાં મુકવો.

(ઝ) પાકને રેલ્વે મારફત રવાના કરવાના દર ઘટાડવા, અને ત્રીજા• વર્ગની મુસાફરીના દર પણ ઘટાડવા.

(૫) ખેતીના પાકના દર ૧૯૨૯ની સાલના દરોથી નીચે ન જાય તે માટે સરકારે પગલાં લેવાં. અમેરિકામાં ભાવ ગગડી ન પડે માટે અનેક પ્રકારનાં પગલાં લેવાય છે.

(૬) ખેડૂતો તથા ખેતીના મજૂરોને ઢોરચરામણી તથા બળતણ લેવાનાં હકક હોય છે તે કાયમ રાખવા. જંગલમાં ચરામણીની છૂટ મફત રાખવી અને તે માટે જે નિયમો કરવા પડે તેનો અમલ સ્થાનિક ગામપંચાયતને સોંપવો. ખેડુત પોતાનું પોતાના પાકનું અને ઢોરઢાંખરનું રક્ષણ કરી શકે તેટલા માટે તેમને બંદુકનો પરવાનો સ્હેલાઈથી મળી શકે એવી વ્યવસ્થા કરવી અને હિંસક પ્રાણીઓનો નાશ કરવાની છુટ આપવી.

(૭) ખેડુતો પોતાના હિતના રક્ષણ માટે તથા પોતાના પ્રાથમિક હકકોના રક્ષણ માટે મંડળ સ્થાપે તેનો સરકારે સ્વીકાર કરવો.

(૮) દસેક વર્ષ સુધી પ્રાંતિક સરકારોનો તેમજ મધ્યસ્થ સરકારનો ખર્ચ એવી રીતનો રાખવો જોઇએ કે જેના ૭૫ ટકા જેટલો ભાગ ખેડુતો અને કામગરોના ઉદ્ધાર તથા પ્રગતિ માટે વપરાય અને વેરાઓનું ભારણ એવી રીતે ગોઠવવું કે ૭૫ ટકા જેટલું ભારણ બિનખેડુતો પર પડે. સેંકડો વર્ષો સુધી ખેડુતોને દબાવી નાંખ્યા છે તેમને ઉઠવા માટે આવી વ્યવસ્થા કરવાની પુરી આવશ્યકતા છે.

(૯) ખેડુતોને પ્રસંગ આવે તો નાદારીના કાયદાનો લાભ મળે તેટલા માટે કાયદો ઘટીને લાગુ પાડવો.

## આપણું કર્તવ્ય

હવે છેવટે આપણે એ વિચાર કરવાનો રહ્યો કે હાલની દુઃખદ સ્થિતિની અંદર આપણે કરવું શું ?

છેક પહેલો પાઠ એ સમજી લેવાનો છે કે આપમુઆ વિના સ્વર્ગે નહીં જવાય. તમારૂં હિત, તમારૂં રક્ષણ તમારા પોતાના હાથમાં છે. તમારૂં રક્ષણ કરવા માટે બીજાને બોલાવશો તો તેના ગુલામ બની જશો. બીજું સત્ય એ છે કે જો સરકાર પાસે, મુડીવાદી પાસે, જમીનદાર કે રાજા પાસે સત્તાનું જોર છે તો તમારી પાસે સંખ્યાનું જોર છે. સરકાર પાસે હથિયાર છે. તમારી પાસે હાથ છે, એટલે સંગઠન, ઐકય, સંપ એ કિસાનોનું બળ છે. તમે કહેવત જાણો છો કે ઝાઝી કીડીઓ સાપને પણ તાણે છે. કિસાનોએ મોટા રાજ્યો ઉથલાવી નાંખ્યા છે. સંખ્યાની સાથે થોડી કળ હોય તો તમારૂં કામ સહેલું થઇ જાય છે. એક મગતરૂં હાથીના કાનમાં પેસી જાય તો તેને ગાંડો અને બ્હાવરો બનાવી દે.

તમારૂં કામ સારૂં વ્યવસ્થિત સંગઠન કરવાનું છે. એ વાત

તદ્દન સાચી છે કે ખેડુતો છુટા છુટા કામ કરે તેથી તેમનામાં સંગઠન કરવું અઘરૂં છે. દરેક માણસ પોતાના ખેતરમાં કામ કરે છે. કારખાનાના મજદૂરો, સાથે કામ કરે છે તેથી સહેલાઇથી સંગઠન કરી શકે છે. ખેડૂતો બીચારા હમેશાં મહેનત મજુરી કરવામાં રોકાયલા હોય છે તેથી તેને રાજકીય વિષયમાં કે બીજી પ્રવૃત્તિમાં ભાગ લેવાની ફુરસદ કે ઇચ્છા મળતાં નથી. એની નજર વાદળાં તરફ અને હાથ પૃથ્વી તરફ કામ કરે છે. પણ જમાનો બદલાયો છે અને હવે સંગઠન કર્યા વિના છુટકો નથી.

કેટલાક ભાઇઓ કહેતા ફરે છે કે ખેડુતોએ સ્વાશ્રયી થવું જોઇએ. સ્વાશ્રયી થશો પછી સંગઠન થઇ શકશે. આ વાત જુઠ્ઠી અને દંભી છે. કોઇ કહે છે કે કિસાનોએ નિડર બનવું જોઇએ. આજે તો કેફિયત આપતાં પણ ગભરાય છે. આ બધી વાત દેશી રાજ્યોની પ્રજા સ્વાશ્રયી થાય તો જ મહાસભા તેમને મદદ કરે તેના જેવી ગલત છે. આપણા પ્રાંતોની પ્રજા જાગૃત થઇ છે અને જેટલી નિડર બની છે તે ભારે પ્રચાર કામને પરિણામે થઇ હતી. ગુજરાતમાં માત્ર ગાંધીજી ઇન્દુલાલ અને વલ્લભભાઈ નહીં પણ બીજા અનેક કાર્યકરો રખડ્યા ત્યારે પ્રજામાં જાગૃતિ આવી અને થોડી નિડરતા આવી. તેવો પ્રચાર જ્યાં થાય ત્યાં આવી જાગૃતિ આવે. દેશી રાજ્યોમાં પ્રચાર કર્યો હોત તો ક્યારનીય જાગૃતિ આવી હોત. એ માત્ર મોટા માણુસોના ભૂલભરેલા હઠાગ્રહને લીધે જાગૃતિ મોડી આવી. માણુસાના ખેડુતને જ્યારે મદદ મળી ત્યારે તે જાગૃત થયો. હરિપુરાના ઠરાવનો બચાવ તો કેવળ મીયાં પડયા પણ ટંગડી ઉંચી રાખવા જેવો છે. પણ મનુષ્ય માત્ર ભૂલ કરે છે. ભૂલ ન જોય અને ખોટાં બ્હાનાં કાઢે તે દયાપાત્ર છે. અર્થાત આજે જો નવી દૃષ્ટિવાળા મહાસભાના સભ્યો, કાર્યકરો અને જુવાન વિદ્યાર્થીઓ ગામડે જઇને સંગઠન કરશે તો કિસાનો તેમને સારો સાથ આપશે અને જાગૃત

થઈ જશે. એવો અનુભવ ગુજરાતમાં થયો છે, બીજા પ્રાંતોમાં પણ થયો છે. ૧૬ થી ૨૦ વર્ષના વિદ્યાર્થીઓનું કામ પણ નિષ્ફળ ગયું નથી. જ્યાં બીજા પ્રકારનાં મંડળો સ્થપાઇ ગયાં હોય ત્યાં તેવા મંડળોને જોડી શકાતાં હોય તો તેમ કરવું. ખેડુત મંડળોને ઉદ્દેશ જો કિસાનોને અલગ રાખીને દબાવવાનો ન હોય તો ખેડુત મંડળોને પણ તુર્તમાં કામે લગાડી શકાય.

ગુજરાતના જુવાનોને તથા યુવતીઓને હું અપીલ કરૂં છું કે જો તેમના હૈડાંમાં દેશસેવાની લાગણી હોય તો તેમણે આ કિસાનોનો પ્રશ્ન હાથમાં લઈ લેવો. એમાં મહાસભાવાદ, સમાજવાદ, કે હિંસાવાદના પ્રશ્નો ખડા થતાજ નથી. એ તો બધાં બહાનાં છે. જો જુવાનો ગામડે જઇને સંગઠન કરશે તો ગરીબમાં ગરીબ પ્રજાનું ઘણું કલ્યાણ થઇ શકશે. અક્ષરજ્ઞાનના કે ઔષધો આપવાના, કે મેલેરીયા નાબૂદ કરવાની સેવા કરતાં કરતાં પોતાની મેળે તેમને પ્રેરણા મળશે. એક વખત સાચી વસ્તુસ્થિતિ સમજી જવાની આવશ્યકતા છે. પછી ખેડુતોને નમસ્કાર, ચમત્કાર કે બહિષ્કારના પાઠ ભણાવવા કે કેમ એ જુદી વાત છે. મને તો સ્વામી સહજાનંદના અનુભવની એક વાત બહુ ગમી ગઇ છે. સંસ્કૃત શાસ્ત્રોના એ પ્રખર અભ્યાસી છે. એમણે કહ્યું છે કે આખા દેશભરમાં, પર્વતો પર, નદી કાંઠે, મંદિરમાં અને જંગલમાં હું ઈશ્વરની શોધ કરી રહ્યો હતો અને છેવટે મેં તેને કિસાનની ઝુંપડીમાં જોયો. સ્વામી વિવેકાનંદને પણ દરિદ્રનારાયણનાં દર્શન એવી જ રીતે થયાં હતાં. સુખદુઃખ, સગવડ, અગવડ, રાગદ્વેષને જેટલાં દૂર કરી શકયો તેટલાં કરીને જે વૈરાગ્યની ભાવના હું કેળવી શકયો છું તેની પ્રેરણા મને સોનગઢ વ્યારાના જંગલમાં રહેનારા રાનીપરજના ઝુંપડાંમાંથી મળી છે. વાંકળના જંગલી પ્રદેશમાં જ્યાં નદીનાળાંમાં વાઘ પાણી પીવા આવતા તેની પાસેના એક ઝુંપડામાં મેં પ્રેરણા ફરીથી

મેળવી હતી અને તેનું વર્ણન પંદર સોળ વર્ષ પહેલાં ઇન્દુલાલ, હું અને બીજા મિત્રો જે યુગધર્મ અમે ચલાવતા હતા તેમાં મેં આપ્યું હતું.

કિસાન સભાની શાખાઓ ગામડાંઓમાં કાઢવી પડશે. કિસાનના કાર્યકરોની સમર્થ ટુકડીઓ ઊભી કરવી પડશે કે જે જ્યાં જ્યાં વધારે પ્રતિકૂળતા હોય જ્યાં મુશ્કેલીઓ હોય ત્યાં જઇને કિસાનસભાઓની સ્થાપના કરે.

કિસાનોની પ્રવૃત્તિનો ફેલાવો થાય, સમિતિઓનો સંદેશો આપી શકાય, સતત કામ ચાલુ રહે તેને માટે એક પેપરની જરૂર પડશે. હાલમાં તે કામ આઝાદ-હિંદ કરશે. કિસાન પ્રવૃત્તિ માટે સારાં પ્રેરક ગીતો એકઠાં કરવાની જરૂર છે. બહુ વિદ્વાન ભણેલા કવિઓનાં ગીતો સાક્ષરી દૃષ્ટિએ સારાં ગણાતાં હશે પણ તેમાં દૃષ્ટિબિંદુ જુદું હોઇ કિસાનોના હૃદયને હલાવી શકે એવું તત્ત્વ જણાતું નથી. નવાં ગીતો રચાવવાની જરૂર છે. પારીસના બળવા પછીથી માર્સેલ્સની ગામડીઆ પ્રજા પારીસ તરફ ધસી ગઇ ત્યારે જે ગીત ગવાયું તે જગપ્રખ્યાત થઇ ગયું છે. તે વખતના સાહિત્ય વિવેચક તેને જરૂર નાપસંદ કર્યું હશે, પણ તેને લીધે હજારો નહીં, લાખો નહીં પણ કરોડો માણસોના હૃદય હચમચ્યે જાય છે. દરેક દેશમાં એવાં ગીતો પેદા થાય છે.

## આગેવાની બદલાય છે.

તમે સૌ જોશો કે ૧૯૦૭ પહેલાં મહાસભાની આગેવાની જે પ્રકારના નેતાઓના હાથમાં હતી તે ત્યાર પછીથી બદલાઇ ગઇ હતી. ૧૯૧૬માં નવા જ આગેવાનો હોમરૂલ વખતે પેદા થયા હતા. ગાંધીયુગની નેતાગીરી જુદા જ માણસોની પાસે ગઇ હતી. આજે પણ નેતાગીરી બદલાય છે.

બદલાતી જાય છે. એ નવી નેતાગીરી બદલવામાં તમારે સૌએ સક્રિય મદદ કરવાની છે. પ્રજા જેને માટે લાયક હોય તેવા તેમને નેતા મળે છે.

ચીનમાં નેતાગીરીની વલણ બદલાઈ ત્યારે જાપાનની સામે સામનો થઈ શક્યો. આવી રીતે આખા જગતમાં થયાં કર્યું છે. નવા વિચારો, જુના પ્રયોગોની થોડી ઘણી નિષ્ફળતા, કામ કરવાની રીતોમાં આવશ્યક ફેરફારો, પ્રજાવર્ગ તેમજ તેમના નેતાઓના માનસનાં પરિવર્તન—આવા કારણોને લઇને લડત નવું સ્વરૂપ પકડે છે.

આપણે ધારાસભાઓમાં તેમજ અન્ય સંસ્થાઓમાં કિસાન વર્ગના રક્ષણ માટે પક્ષ ઊભો કરવો પડે. કેટલેક ઠેકાણે કૃષિ પક્ષ ખડો થયો છે.

મોટામાં મોટી અને તાત્કાલિક જરૂરીઆત ગુજરાતમાં જુવાન કાર્યકરોને તાલીમ આપવા માટે એક ટ્રેઇનિંગ ક્લાસ કાઢવાની છે. જે ભાઇઓ મારી આસપાસ બેઠા છે તે ધારે તે દિવસથી એવા વર્ગ કાઢી શકાય એવું છે.

કિસાન પ્રવૃત્તિને પોષક થાય તેવા સ્વયંસેવક દળને ખડું કરવું એવો ઠરાવ કિસાન સભામાં થયો છે. ગુજરાતમાં તેવું દળ ઊભું કરવાનો વખત આવી પહોંચ્યો છે કે કેમ તેને લગતા બધા પ્રશ્નોનો વિચાર તમારે કરવો હોય તો કરશો.

બધાં લશ્કરોની અંદર આગળ કુચ કરનારા, રસ્તો ઠીકઠાક કરનારા, સુરંગ ફોડનારા હોય છે કે જેમને લીધે પાછળ આવતું સૈન્ય સુખરૂપ કુચ કરી શકે છે. આજે જે ભાઇઓ અને બ્હેનો કિસાનોને મદદ કરી રહ્યા છો તે દેશમુક્તિના સૈન્યની આગળ ચાલનારા છો. આજે તમને ગાળો પડતી હશે,

